ओ३म्

# वैदिक प्रार्थना

(सत्यार्थ प्रकाश. स. ७)

શ્રી આર્ય ક્ષત્રિય સમાજ માટે
છપાવી પ્રસિદ્ધ કરનાર
મ. છોટાલાલ બહેચરદાસ સુરતવાલા
સ્ટેશન રોડ-સુરત.

ગુજરાતી ભાષાન્તર કરનાર
ધીરજરામ ગોપાલસિંહ ઠાકોર

સંવત ૧૯૮૨ પ્રથમવાર પ્રત ૧૦૦૦

કીંમત ૦)॥
(એકસોના રૂા. ૨)

# મીલ, જીન સ્ટોરના વેપારીને

# ખુશ ખબર

અમારે ત્યાં જીનીંગ સ્ટોર–લેધર બેલ્ટીંગ ક્રોમ લેધર, નડિયાદી, ભરૂચી સુરતી વગર નીમકના ચામડાના વાઇસર, તેમજ કંપ્લીટ રોલર, કાનપુરી લેધર લેશ, ક્રોમ લેધર બેલ્ટીંગ, મીલ માટે રોલર સ્કીન પીકીંગ બેન્ડસ, ઘોડાગાડી માટે હાઇક્લાસ હારનીસ વગેરે કીફાયત ભાવથી તૈયાર મળશે.

અમારા પ્રખ્યાત અને સર્ટીફીકેટ અને મેડલ મેળવેલા (કેમલ બ્રાન્ડ અને બુલડોગ બ્રાન્ડ) લેધર બેલ્ટીંગ ઇંગ્લીશ કોઇપણ જાતના બેલ્ટીંગની હરીફાઇ કરી શકે છે. આજેજ ઓર્ડર આપી ખાત્રી કરો. વધુ ખુલાસા માટે લખો.

વધારામાં નીચે જણાવેલા પુસ્તકો અડધા આનાની કિંમતે અત્રેથી મળશે.

આર્યસમાજ અને તેના ઉદ્દેશો.
હિંદુ જાતિની રક્ષાના ઉપાય.
ઇશ્વર અને તેની પૂજા

ટેલીગ્રામ—"બેલ્ટીંગ સુરત."

## સી. બી. સુરતવાળા, સ્ટેશનરોડ–સુરત

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૨૭૫૫

ओ३म्

# वैदिक प्रार्थना.

વેદોમાં સમય સમય પર જુદી જુદી આવશ્યકતા પ્રમાણે પ્રાર્થના કરવાના મંત્રો આપેલાં છે, તેમાંથી થોડાંનો અત્રે ઉલ્લેખ કરીએ છીએ ?

## ભકિતના માટે પ્રાર્થના

**इह त्वष्टारमग्रियं विश्वरूपमुपह्वये ।**
**अस्माकमस्तु केवलः ॥ ऋ० १ । १३ । १० ॥**

હમે વિશ્વવ્યાપક સર્વ જગતના ઉત્પન્ન કરવાવાલા અને સર્વથી શ્રેષ્ટ બ્રહ્મની ઉપાસના કરીએ, તે ઇશ્વર હમારૂ સર્વસ્વ છે, માટે તેના સિવાય બીજાની ભકિત નહીં કરીએ !

**इन्द्रो गधि प्रियः सत्राजिदगोह्यः ।**
**गिरिर्न विश्वतस्पृथुः पतिर्दिवः ॥अथर्व०२०।६५।१॥**

હે ઐશ્વર્યવાન પ્રભુ ! તું મેઘના સમાન ચારો તરફથી વ્યાપિ રહેલો છે ! વળી પ્રાપ્તિ યોગ્ય સુખનો સ્વામી, અને પ્રાણથી પણ પ્રિય છે, અને સત્યથી પ્રાપ્ત થાય તેવા વ્યાપકરૂપે પ્રત્યક્ષ છો, હમને સર્વ તરથી પ્રાપ્ત થાઓ !

## સુખને માટે પ્રાર્થના

**शन्नोदेवीरभिष्टय आपो भवन्तु पीतये ।**
**शंयोरभिस्रवन्तु नः ॥ य० ३६।१२ ॥**

હે સર્વ વ્યાપક પરમાત્મા હમારા શુભ મનોરથની પ્રાપ્તિ અને આનંદને માટે કલ્યાણકારી થાઓ! અને હમારા ઉપર સુખની વૃષ્ટિ કરો!

**शंनो देवा विश्वदेवा भवन्तु शं सरस्वती सहधीभिरस्तु ।**
**शमभिषाचः शमुरातिषाचः शनो दिव्याः पार्थिवाः शन्नो**
**अप्याः ऋ० ७।३५।११॥**

હમને જ્ઞાનીઓ અને વિદ્વાનો સુખકારી થાઓ! બુદ્ધિ સહિત વિદ્યા પ્રાપ્ત થાઓ! યજ્ઞ કરવાવાલા અને ધનવાનો સુખી થાઓ! હમારી પૃથ્વી સુખકારક અને જળના પદાર્થો સુખરૂપ થાઓ!

**त्वंहि नःपिता वसो त्वं माता शतक्रतो बभूविथ ।**
**अधाते सुम्नमी महे ॥ अथर्व० २० ।१०८।२ ॥**

હે ધારણ કરવાવાલા અને સેંકડો કર્મો મુક્ત પરમાત્મન! તું હમારો પિતા તથા માતા છે! માટે હે પ્રભુ હમે તારા સુખની ઇચ્છા કરીએ છીએ!

## શુભ ગુણોને માટે પ્રાર્થના

**विश्वानि देव सवितर्दुरितानि परासुव ।**
**यद्भद्रं तन्न आसुव ॥ ऋ० ५ ।८२।५ ॥**

હે વિશ્વાધિપતિ પરમાત્મન! હમારા દુર્ગુણો, દુર્વ્યસનોને દુર કરીને, શુભ ગુણ કર્મ, સ્વભાવ હમને પ્રદાન કરો!

**अग्ने व्रतपते व्रतं चरिष्यामि तच्छकेयं तन्मेराध्यताम् ।**
**इदमहमनृतात् सत्यमुपैमि ॥ यजु० १।५ ॥**

હે વ્રતોના પાલન કર્તા ઈશ્વિર ઉત્તમ, કર્મોના વ્રતને હું પાળીશ ! માટે તે પાલન કરવાને મને શક્તિ પ્રદાન કરો !

## દુખોંથી છુટવાને માટે પ્રાર્થના

**प्राण पाणं त्रायस्वासो असवे मृड ।**
**निर्ऋते निर्ऋत्या नः पाशेभ्यो मुञ्च ॥अथर्व०।१९।४४।४॥**

હે પ્રાણદાતા પ્રભુ ! મારા પ્રાણનુ રક્ષણ કરો ! હે બુદ્ધિપતિ પરમાત્મન્ મને સદ્બુધ્ધિપ્રદાન કરો ! હે સર્વ વ્યાપકેશ્વર નાથ ! હમને સર્વ દુઃખોથી બચાવો !

## કલ્યાણને માટે પ્રાર્થના

**आश्वावतीर्गोमतीर्न उषसो वीरवतीः सद मुच्छंतु भद्राः ।**
**घृतंदुहानाविश्वतः प्रपीता यूयं पात स्वस्तिभिः सदानः ।**
**॥ ऋ० ७।८०।३ ॥**

હે પરમાત્મન્ આપ સર્વ ગતિઓના આશ્રય હોઇને, જ્ઞાનોના આધાર રૂપ છો ! અને વીરતાના બળરૂપ છો ! હમને પ્રકાશીત કરનારા કલ્યાણકારી ગુણ સદાને માટે પ્રાપ્ત કરાવો ! આપ આ વિશ્વમાં પ્રેમને ઉત્પન્ન કરનારા, સર્વના આશ્રયદાતા છો ! માટે આપણી કલ્યાણી શક્તિ દ્વારા હમારી રક્ષા કરો !

## સભાઓમાં કલ્યાણ માટે પ્રાર્થના

**स्वस्ति पन्थामनुचरेम सूर्याचन्द्र मसाविव ।**
**पुनर्ददताऽघ्नता जानता संगमेमहि ॥ऋ०मं०पूसू.५१मं०१५॥**

જેમ સૂર્યચંદ્રાદિ વિચરી રહ્યા છે તેમ હમે સર્વકલ્યાણકારી રસ્તે જઇએ ! વળી એક બીજામાં દાનનો સત્કાર કરીને હમારા

કાર્યોથી કોઇને કષ્ટ નહી થાય તે પ્રમાણે હમારો વ્યવહાર કરીએ.

## સાર્વત્રિક પ્રેમભાવને માટે

दृतेदृँहमा मित्रस्य मांचक्षुषा सर्वाणि भूतानिसमीक्षन्ताम्।
मित्रस्याहं चक्षुषा सर्वाणि भूतानि समीक्षे ।
मित्रस्य चक्षुषा समीक्षा महे ॥ यजु० ३६।१८ ॥

હે સુખદાયક પ્રભુ ! હમને આનંદ પ્રદાન કરો ! હમને સર્વ પ્રાણી મિત્રની દૃષ્ટિથી જુવે ! અને હમે સર્વ પ્રાણીઓને મિત્રની દ્રષ્ટિથી જોઇ શકીએ ! એ પ્રમાણે હમો સર્વ પ્રાણીઓ એક બીજાને મિત્રની દ્રષ્ટિથી જોઇ શકિયે.

## આરોગ્યતા માટે પ્રાર્થના

तनूपाऽअग्नेऽसितन्वम्मे पाह्यायुर्दाऽअग्नेस्यायुर्मेदेहि वर्च्चोदा अग्नेऽसि वर्च्चोमे देहि । अग्ने यन्मे तन्वाऽऊनन्तन्मऽआपृण
॥ यजु० ३।१७ ॥

હે રક્ષકેશ્વર નાથ ! હમારા શરીરની રક્ષા કરો ! હે જીવન દાતા ઇશ્વર હમને દીર્ઘાયુ પ્રદાન કરો ! હે તેજસ્વી પરમાત્મા આપના તેજનું પ્રદાન કરો ! હે વિશ્વેશ્વર ! હમારામાં જે કાંઇ ન્યુનતા હોય તે પૂર્ણ કરો !

भद्रं कर्णेभिः शृणुयाम देवाः भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरंगैस्तुष्टुवाᳪं सस्तनूभिर्व्यशेमहि देवहितं यदायुः
॥ यजु० अ० २५ म० २१ ॥

હે પરમાત્મન્! હમે કાનોથી શુભ વચનોનું શ્રવણ કરીએ

અને હમારી આંખો દ્વારા તારૂં અદ્દભુત કાર્ય જોઇ શકીએ । હે પ્રભુ આપની સ્તુતિ કરવાવાળા હમે બળીવાન શરીરને પ્રાપ્ત થઇએ । અને દીર્ઘઆયુ પ્રાપ્ત કરીએ કે જે વિધ્વાનોને હિતકારી હોય ।.

**आयुषं जमदग्नेः कश्यपस्य आयुषम् ।**
**यद्देवेषु आयुषं तन्नो अस्तु आयुषम्** ॥યજુ૦ ૩।૬૨॥

હે પ્રભુ । હમોને દિર્ઘાયુ પ્રદાન કરો । કે જે પ્રમાણે હમારા પૂર્વજ ૠષિ લોકો દીર્ઘજીવી થતાં હતાં ।

**तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् पश्येमशरदः शतं जीवेम शरदः शतᳬं शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात्**
॥ यजु० ३६ । २४ ॥

સર્વને જોઇ અને જાણી શકનારા પરમાત્મન્ । આપ અનાદિકાળથી વિધ્વાનોના હિતના માટે શુધ્ધ સ્વરૂપે ઉપસ્થિત છો । હે ઇશ્વર આપ એવી કૃપા કરો કે, હમે હમારી આખોથી સો વર્ષ સુધી જોઈ શકીએ । સો વર્ષ સુધી જીવી શકીએ । સો વર્ષ સુધી સાંભળી શકીએ । અને સો વર્ષ સુધી બોલી શકીએ । અને તેથી પણ અધિક વર્ષો સુધી સ્વતંત્ર રહિને ધાર્મિક જીવન વ્યતીત કરી શકીએ ।

## સ્નોહઓની રક્ષા માટે પ્રાર્થના

**मानो महान्तमुत मानो अर्भकं मानो वहन्तमुत मानो वक्ष्यतः। मानो हिंसीः पितरं मातरं च स्वां तन्वं रुद्रमा रीरिषो नः**
॥ **अथर्व०** ११ । २ । २९ ॥

હે રૂદ્ર પરમાત્મન્ ! હમારા વડિલો તેમજ બાળકોને, યુવાનો તેમજ ભાવિસંતાનોને, માતાને અને પિતાને, મારશો નહી ! તેમજ હમારા શરીરનો પણ નાશ કરશો નહી !

## ધનની પ્રાપ્તિ માટે પ્રાર્થના

**प्रजापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परिता बभूव ।**
**यत्कामास्ते जुहुमस्तन्नोऽअस्तु । वयं स्याम पतयो रयीणाम्॥**
**॥ ऋ० १० सू० १२१ मं० १० ॥**

હે પરમાત્માન્ આપ આવિશ્વની વસ્તુ માત્રના અધિપતિ છો ! હે વિભુવર હમે જે જે શુભેચ્છા પૂર્વક આપની સ્તુતિ કરીએ ! તેને હમને પ્રાપ્ત થાઓ ! જેથી હમે ધનના સ્વામી થઈએ !

**अंतिवामा दूरे अमित्रमुच्छोर्वीं गव्यूतिमभयं कृधी नः ।**
**यावय द्वेष आ भरा वसूनि चोदय राधो गृणते मघोनि ॥**
**॥ ऋ० ७ । ७७ । ४ ॥**

હે પ્રભુ હમને અન્ન, પશુ આદિથી યુક્ત કરો હમારા શત્રુને દૂર કરીને, હમને પૃથ્વીના પતિ બનાવો ! ભય રહિત કરો ! હે દિવ્ય શક્તિ સપન્ન પ્રભો ! આપના ! ઉપાસકોને ઐશ્વર્ય યુક્ત કરો ! હમારા દોષ દૂર કરીને ! ધનથી ભરપૂર કરો !

**अभूदुषा इन्द्रतमा मघोन्यजीजनत्सुविताय श्रवांसि ।**

विदिवो देवी दुहितादधात्यंगिरस्तमा सुकृते वसूनि ॥
॥ ऋ० ७ । ७९ । ३ ॥

હે જ્ઞાન સ્વરૂપ પરમાત્મન્? આપનું વિસ્તૃત જ્ઞાન હમારા કલ્યાણ માટે પ્રકાશીત થાઓ? હે દિવ્ય સ્વરૂપ પ્રભુ આપની દિવ્ય શક્તિઓ કે જે અત્યંત અંધકારનો નાશ કરનારી છે! તે હમારા પુન્યને માટે ધનને ધારણ કરાવે?

## શક્તિ માટે પ્રાર્થના

तेजोऽसि तेजो मयि धेहि । वीर्य्यमसि विर्य्यं मयि धेहि ।
बलमसि बलं मयि धेहि । ओजोऽस्योजो मयि धेहि ।
मन्युरसि मन्युं मयि धेहि । सहोऽसि सहो मयि धेहि ॥
॥ यजु० अ० १९ मं० ९ ॥

આપ તેજસ્વી છો? મારામાં આપનું તેજ ધારણ કરો! આપ પરાક્રમી છો? મારામાં પરાક્રમ ધારણ કરો! આપ બળવાન છો મનોબળ પ્રદાન કરો? આપ ઓજસ્વી છો? મને આપનું ઓજસ ધારણ કરો? આપ પાપ અને અસત્ય ઉપર ક્રોધ કરો છો? હમને પણ અસત્ય અન્યાય અને પાપથી ક્રોધ કરવાવાળા બનાવો? આપ સહનશીલ છો? હમને સહનશીલ બનાવો.

## અન્નને માટે પ્રાર્થના

अग्ने वाजस्य गोमत ईशानः सहसोयहो ।
अस्मे देहि जातवेदो महिश्रवः ॥ साम० पू० २।१।३

હે પરમાત્મન્ આપ ગાયો, અને અન્નના સ્વામી છો! માટે હે પ્રભૂ! હમને અન્ન અને ગોધન પ્રાપ્ત કરો!

पौरो अश्वस्य पुरुकृद् गवामस्युत्सो देव हिरण्ययः ।
नकिर्हि दानं परिमर्धिषत् त्वे यद्यद्यामि तदाभर ॥
॥ अथर्व० २० ।११८।२ ॥

હે પ્રભુ ? આપ ઘોડાં ગાયોના ઉત્પન્ન કરનારા તથા જળોના સ્રોત વહેવડાવવાવાળા છે ? તારા દાનનો કોઇ નાશ કરી શકતું નથી ? હમારી યોગ્યતા પ્રમાણે જે જે માંગીએ તેનાથી ભરપૂર કરો ?

## અભયને માટે પ્રાર્થના

यतो यतः समीहसे ततो नो अभयं कुरु ।
शन्नः कुरु प्रजाभ्योऽभयं नः पशुभ्यः ॥यजु० अ० ३६।२२॥

જ્યાં જ્યાં આપવ્યાપક છો, ત્યાં હમને નિર્ભય કરો ? હમારી પ્રજા માટે નિર્ભય કરો ? પશુઓથી હમને ભયરહિત કરો ?

अभयं नः करत्यन्तरिक्षमभयं द्यावा पृथिवी उभे इमे ।
अभयं पश्चादभयं पुरस्तादुत्तरादधरादभयंनो अस्तु ॥
॥ अथर्व० १९ १५।५ ॥

હે ઇશ્વર હમારા માટે આકાશને ભય રહિત કરો ? દ્યોલોક અને પૃથ્વીલોક બન્નેને હમારા માટે નિર્ભય કરો ? હમને આગળ અને પાછળથી નિર્ભય કરો ? ઉપર અને નિચેથી અભય કરો ?

अभयं मित्रादभयममित्रादभयं ज्ञातादभयं परोक्षात् ।
अभयं नक्तमभयं दिवा नः सर्वा आशा मम मित्रं भवन्तु ॥
॥ अथर्व० १९।१५।६ ॥

મિત્રથી અભય કરો, શત્રુથી અભય કરો, જેને હમે જાણીએ તેનાથી અભય કરો ? જેને જાણતા નથી તેનાથી અભય કરો ? રાત અને દિવસ હમને અભય હો ? સર્વ દિશા હમારી અનુકુલ હો ?

## હિંસક પ્રાણીથી બચવા માટે પ્રાર્થના

**शुने क्रोष्ट्रे मा शरीराणि कर्तमलिक्लवेभ्यो गृध्रेभ्यो ये च कृष्णा अविस्यवः । मक्षिकास्ते पशुपते वयांसि ते विघसेमा विदन्त ।। अथर्व० ११।२।२ ।।**

હે પ્રાણી માત્રના રક્ષક પ્રભુ ? કુતરાં, ગીધ, સમડી, વ્યાઘ્ર આદિ હિંસક પ્રાણી અને કાગડા આદિથી હમારૂ રક્ષણ કરો? આપની માખી ઇત્યાદિ જંતુઓ હમારા ભોજન પર આવીને બગાડે નહિ, તેનાથી રક્ષા કરો ?

## બુદ્ધિને માટે પ્રાર્થના

**यां मेधां देवगणाः पितरश्चोपासते तया मामद्य मेधयाऽग्ने मेधाविनं कुरू स्वाहा ।। यजु० ३२।१४ ।।**

હે ઇશ્વર જે બુદ્ધિની વિદ્વાન લોકો અને હમારા પુર્વજો ઇચ્છા કરતાં હતાં તે મેધાવી બુદ્ધિથી હમને અલંકૃત કરો ?

**इमा म इन्द्र सुष्टुतिं जुषस्व प्रसुमामव ।**
**उत प्रवर्धया मतिम् ।। ऋ० ८।६।३२ ।।**

હે ઇન્દ્ર પરમાત્મન્ હમારી સુંદર સ્તુતિને આપ શાન્તિથી સાંભળો અને હમારી રક્ષા કરીને બુદ્ધિને વધારો ?

## શત્રુથી બચવા માટે પ્રાર્થના

त्वं नो अग्ने महोभिः पाहि विश्वस्या अरातेः ।
उत द्विषोमर्त्यस्य ॥ साम० पूर्व १।१।६ ॥

હે ઇશ્વર હમને આ સંસારમાં મનુષ્ય જાતિના શત્રુથી બચાવો ?

पाहि नो अग्ने रक्षस पाहि धूर्तेरराव्ण: पाहि रीषत उतवा जिघांसतो बृहद्भानो यविष्ठय । ऋग० १।३६।१५॥

હે પરમાત્મન્ આપ ધૂતારા અને ક્રૂર મનુષ્યોથી હમારી રક્ષા કરો ? જે હમને મારવા અગર નુકસાન કરવાની ઇચ્છાવાળા છે, તેનાથી રક્ષા કરો ?

## પાપના વિના માટે પ્રાર્થના.

द्विषो नो विश्वतोमुखाति नावेव पारय ।
अप नः शोशुचदघम् । अथ० ४।३३।७ ॥

હે પરમાત્મન્ ? પાપ રૂપી સમુદ્રથી નાવના સદૃશ પાર ઉતારો અને દ્વેષિઓથી બચાવો ?

सनःसिन्धुमिव नावाति पर्षास्वस्तये ।
अप नः शोशुचदघमू ॥ अथ० ४।३३।८ ॥

હમારા સુખને માટે પાપથી બચાવો ? જેમ નાવથી સમુદ્ર પાર થાય છે ? તેમ હમને પાપથી પાર કરો ?

## મિત્ર અગર સંબંધીના મૃત્યુ પછી તેના આત્માની . શાન્તિ માટે પ્રાર્થના

सूर्यं चक्षुर्गच्छतु वातमात्माद्यां च गच्छ पृथिवी च धर्मणा।
अपो वा गच्छ यदि तत्र ते हित मोषधीषु प्रतितिष्ठा शरीरैः
।।ऋ० १०।१६।३।।

હમારા મિત્રની ચક્ષુ સૂર્યમાં મળી જાઓ ? જીવાત્મા વિશ્વ વ્યાપક પ્રાણમાં મળીજાઓ ? દ્યૌલોક અગર પૃથ્વીમાં કે જળમાં અગર હિતકર ઔષધીમાં ધર્મથી ઉત્તમ શરીરની પ્રાપ્તિ થાઓ !

अजोभागस्तपसा ते तपस्व तं ते शोचिस्तपतुतं ते अर्चिः।
यास्ते शिवास्तन्वो जातवेदस्ताभिर्वहैनं सुकृतामु लोकम् ॥
॥ ऋ० १०।१६।४॥

હે પરમાત્મા, આ હમારો સંબંધી મૃત્યુને પ્રાપ્ત થયો છે તેનો આત્મા અમર છે ? આપ તેને પુણ્ય લોકમાં પહોચાડો ?

॥ ओम् शान्ति शान्ति शान्ति ॥

---

સુરત લીમડાચોકમાં આવેલા "નવયુગ" મુદ્રણાલયમાં
ભાઈલાલ ઝવેરભાઇ પટેલે, છોટાલાલ બેચરદાસ
સુરતવાળાને માટે છાપ્યું.

# નવયુગ મુદ્રણાલય

એટલે

સુંદર અને સફાઈદાર વાયદેસર અને

વ્યાજબી ભાવે કામ કરી આપનાર

# છાપખાનું

એક વખત કામ આપો એટલે

દરેક વખત કામ આપશો

વ્યવસ્થાપક

નવયુગ મુદ્રણાલય

લીમડાચોક, સુરત.

# ત્રિજોરી ત્રિજોરી ત્રિજોરી

ચોરોના ભયથી નિરાંત રહેવું હોય, અને આગના
ગમે તેવા રાક્ષસી ભડકાઓમાં પણ તમારી
દોલતને રક્ષિત રાખવી હોય તો અમારીજ બનાવટની

## ત્રિજોરીઓનો ઉપયોગ કરજો

અત્યાર સુધીમાં અમારી ઉત્તમ બનાવટે બીજી અનેક જાતની ત્રિજોરીઓ સાથે હરિફાઇ કરી છે. અને અમારી સુંદર તથા ઝીણી પરંતુ સંગીન કારીગરીને પરિણામે અમે લોકોની પસંદગી મેળવી શકયા છીએ.

સુરતના પ્રદર્શનમાં અમને સોનાનો ચાંદ અપાયો છે.

આમ છતાં,

અમારા ભાવો લોકોને રાહત આપનારા છે. એકજ વખત અમારી દૂકાને મુલાકાત લેશો તો અમારી ત્રિજોરીઓ તેની મજબૂતતાઈ, સંગીનતા અને કિફાયત દરોથી તમારી પસંદગીમાં આવી જશે,

અમારૂં નામ જરૂર વાંચજો.

## મીસ્ત્રી જે. ભગવાનની કંપની.

ત્રિજોરીઓ બનાવનાર તથા વેચનાર
ડાવજી બિલ્ડીંગ્સ સ્ટેશન રોડ, સુરત,

( વાંચીને બીજા ભાઇઓને જરૂર વંચાવો )

# આર્ય સમાજના નિયમ.

૧. સર્વ સત્યવિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે, તે સર્વનું આદિમૂળ પરમેશ્વર છે.

૨. ઇશ્વર સચ્ચિદાનંદસ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન્ ન્યાયકારી દયાળુ, અજન્મા, અનંત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર સર્વેશ્વર, સર્વવ્યાપક સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય પવિત્ર અને સૃષ્ટિકર્તા છે; એનીજ ઉપાસના કરવી યોગ્ય છે.

૩. વેદ સત્યવિદ્યાઓનું પુસ્તક છે; વેદ ભણવા ભણાવવા અને સાંભળવા સંભળાવવા એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે.

૪. સત્ય ગ્રહણ કરવામાં અને અસત્ય છોડવામાં સર્વદા ઉદ્યત રહેવું જોઇએ.

૫. સર્વ કામ ધર્માનુસાર અર્થાત સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવું જોઇએ.

૬. સંસારનો ઉપકાર કરવો અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજીક ઉન્નતિ કરવી, એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ

૭. સર્વસાથે પ્રીતિપૂર્વક, ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઇએ.

૮. અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

૯. પ્રત્યેકે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઇએ કિંતુ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

૧૦. સર્વ મનુષ્યોએ સામાજીક સર્વહિતકારી નિયમ પાળવામાં પરતંત્ર રહેવું જોઇએ, અને પોતપોતાના હિતકારી નિયમમાં સ્વતંત્ર રહેવું જોઇએ.